# મોંબદલો

(વડોદરા રાજ્યના તમામ ખેડુતોને ખાસ
ઉપયોગી પુસ્તિકા.)


લેખક અને પ્રકાશક:
સોમનાથ મહાસુખરામ દવે.



વ્યવસ્થાપક: પરોપકાર કાર્યાલય
મુ. પાનસર (ઉત્તર ગુજરાત)

આવૃત્તિ ૧ લી — પ્રત ૧૦૦૦

સંવત ૧૯૮૬ — સને ૧૯૩૦

કિંમત રૂ. ૦-૩-૦. પોસ્ટેજ રૂ. ૦-૦-૬

# વાંચો અને વંચાવો

## પુસ્તક તથા પત્રિકાઓની છુટક નકલના ભાવતાલ.

| | કિંમત | પોસ્ટેજ |
|---|---|---|
| ૧ વેદનો ટીકા વાળો ધારો. | ૦—૩—૬ | ૦—૦—૬ |
| ૨ બાળ લગ્ન | ૦—૨—૦ | ૦—૦—૬ |
| ૩ ઘરચારની મંજુરી | ૦—૩—૬ | ૦—૦—૬ |
| ૪ માપણીનું વર્ગમૂળ | ૦—૨—૦ | ૦—૦—૬ |
| ૫ મોંબદલો | ૦—૩—૦ | ૦—૦—૬ |
| ૬ આયપત વેરો | ૦—૩—૬ | ૦—૦—૬ |
| ૭ કુવો અને ભેરાણુ | ૦—૩—૦ | ૦—૦—૬ |
| ૮ ચોદશીયા રોળી કે ચંડાળ ચોકડી | ૦—૪—૦ | ૦—૦—૬ |
| ૯ પટેલ પાડો કે સુડી વચ્ચેની સોપારી | ૦—૩—૦ | ૦—૦—૬ |

દરેક પત્રિકાની કિંમત રૂ. ૦—૦—૬ અને પોસ્ટેજ રૂ. ૦—૦—૬ છે,

### સુચના

નં. ૧ થી ૫ સુધીનાં પુસ્તક હાલ તૈયાર છે. નં. ૬ નું છપાય છે અને નંબર ૭ થી નંબર ૯ સુધીનાં તા. ૩૧—૧૨—૩૦ સુધીમાં છપાઇને બહાર પડવાનાં છે. એક રૂપીયાથી ઓછુ વી. પી. કરતા નથી માટે એથી ઓછી કિંમતનાં પુસ્તક જોઇએ તો કવરમાં પોસ્ટ ટીકીટો મોકલવી.

લખો. સોમનાથ મ. દવે.

વ્યવસ્થાપક, પરોપકાર કાર્યાલય

મુ. પાનસર (ઉત્તર ગુજરાત)

# મોંબદલો

( વડોદરા રાજ્યના તમામ ખેડુતોને
ખાસ ઉપયોગી પુસ્તિકા. )

લેખક અને પ્રકાશક :

સોમનાથ મહાસુખરામ દવે.

વ્યવસ્થાપક : પરોપકાર કાર્યાલય

મુ. પાનસર ( ઉત્તર ગુજરાત )

આવૃત્તિ ૧ લી પ્રત ૧૦૦૦

સંવત ૧૯૮૬ સને ૧૯૩૦

કિંમત રૂ. ૦-૩-૦. પોસ્ટેજ રૂ. ૦-૦-૬

# ગ્રાહકોને વિનંતી.

પંદર પંદર દિવસના શરીરે બાઝેલા મેલના થર ધોવા માટે, મારા ખેડુત ભાઇઓ ફુરસદ મેળવી શક્યા હોય એવો અગીયારસ કે અમાસનો પવિત્ર દિવસ હોય ત્યારે; એકાદ રાત્રે ગામના ખેડુતોને એકઠા કરી, આ પુસ્તિકા જાહેર રીતે વાંચી બતાવવા કૃપા કરજો.

પુસ્તકમાં મોંબદલાનો વિષય ઘણી સહેલી રીતે સમજાવ્યો છે. છતાં કંઇ હકિકત ન સમજાય તો ખુશીથી લખી પુછજો. જવાબ માટે એક આનાની પોસ્ટ ટીકીટ બીડવી.

લી. સેવક.

મુ. પાનસર ( ઉત્તર-ગુજરાત )

સોમનાથ મ. દવે.

તા. ૫-૬-૧૯૩૦

વ્યવસ્થાપક, પરોપકાર કાર્યાલય

ધી "સૂર્યપ્રકાશ" પ્રિન્ટીંગ પ્રેસમાં પટેલ મૂળચંદભાઇ ત્રીકમલાલે છાપી. ઠે. પાનકોર નાકા—અમદાવાદ.

# અર્પણ પત્રિકા

શ્રીયુત શ્રીમાન બહેચરભાઇ મોતીભાઈ પટેલ
કડી પ્રાંત પંચાયતના સભાસદ.
મુ. ડીંગુચા (તા. કલોલ)

વંદે માતરમ્

આપ પાટીદાર છો. વળી આપનો મુખ્ય ધંધો ખેતીનો છે. ખેડુતનો ધંધો સર્વથી શ્રેષ્ટ છે કારણ કે એ ધંધો કરનારો લક્ષ ચોરાસીના ફેરામાં પડતો નથી. ખેડુત ધરતીનો પુત્ર છે. ખેડુત લાખો જીવોનું પાલન કરનારો છે. ખેડુત રાજાઓનાં રાજ્ય નભાવે છે. ખેડુત માગણુનો માળવો છે. ખેડુત કારીગર મજુરનું કલ્પ વૃક્ષ છે. ખેડુત મોટી ફાંદાવાળા વાણીયા વેપારીની કામદુર્ગા ગાય છે. ખેડુત સૌને આપી છુટે છે પણ લેતો કોઇની પાસેથી નથી. ખેડુત અજાચક છે. અને આ કારણે ખેડુતનાં રોમે રોમ પ્રભુતા પ્રગટી રહેલી છે. જેનામાં કુડ નથી, જેનામાં કપટ નથી. જે ઇશ્વરના ભરોંસે જીવે છે. જે જાત મહેનતનું ખાઇને દિવસ ગુજારે છે. આવા મુક્તિ માર્ગના અધિકારી ખેડુતના શિરેથી, ઉત્પાત ઓછો કરવા લખેલું આ પુસ્તક: આપ ખેડુત હોવાથી આપને જ અર્પણ કરૂં છું, તો તેનો સ્વીકાર કરવા કૃપા કરશો.

તા. ૫-૬-૧૯૩૦ — લી. સેવક.

મુ. પાનસર (ઉત્તર-ગુજરાત) — સોમનાથ મ. દવે

# પ્રસ્તાવના

વડોદરા રાજ્યમાં મોંબદલા સંબંધી સરકારી કાયદો હાલ હયાતિ ધરાવે છે, તેથી લોકોને રંજાડ થાય છે એમ કેટલાક ભાઇઓનું કહેવું છે. પરંતુ મને તો એ કાયદો બ્રીટીશ હિંદ અને મુંબઇ ઇલાકાના કોઇ પણ રાજ્ય કરતાં, ખેડુતના હિત માટે વધુ અનુકુળતા વાળો લાગે છે. એ કાયદાનો અમલ કરનારામાંથી કેટલાંક પિશાચ વૃત્તિનાં માનવી, તેમના પાપી પેટનો ખાડો પુરવા માટે કેટલાક પ્રસંગે ભોળુડા ખેડુતોને હેરાન હેરાન કરી શકે છે, તેનું કારણ કાયદો નથી પણ હેરાન થનારાઓની અજ્ઞાનતા અને જુઠી જબાન છે. શ્રીમંત સરકાર મહારાજા સાહેબે કૃપાવંત થઈ ફરજીઆત કેળવણીનું ધોરણ લાગુ પાડયું છે અને તેથી ખેડુતનાં બાળકો બે અક્ષર ભણ્યાં છે. એટલે હવે અજ્ઞાનતાનો લોપ થવા બેઠો છે. માત્ર સત્યતા અને નિડરતા આવે તો શયતાનોને વશ કરવામાં જરાપણ વિલંબ લાગે એવું નથી.

આ પુસ્તિકા નાનકડી છે એટલે તેની પ્રસ્તાવના પણ નાનકડી જ હોવી ઘટે. તેથી વધુ વિવેચન ન કરતાં એટલી જ વિનંતી કરૂં છું કે, વડોદરા રાજ્ય જેને પેટના દિકરા સમાન ગણે છે એવા કામદુગ્ધા ગાય જેવા ખેડુત ખાતેદારોના શિરેથી મોંબદલાની કનડગતો થતી હોય ત્યાંથી બંધ થાય એવી આશાએ આ પુસ્તિકા મેં લખી છે એટલે ખેડુત ભાઇઓ તેનો સારા પ્રમાણમાં લાભ ઉઠાવશે તો મારો પ્રયત્ન સફળ થયો સમજીશ.

લી. સેવક,

મુ. પાનસર ( ઉત્તર-ગુજરાત ) — સોમનાથ મ. દવે

તા. ૫-૬-૧૯૩૦ — ના પ્રણામ

# મોંબદલો.

(૧) સરકારી દફતરે ખાતેદાર યા માલધણી તરીકે જે માણસનું નામ ચાલતું હોય તે કાઢી નંખાવી તેના બદલે બીજા માણસનું નામ દાખલ કરાવવું એને આપણ મોં બદલો કહીએ છીયે. મોં બદલો કોને કહેવો તે સૌ કોઇ સારી રિતે સમજે છે એટલે તે સમજાવવા માટે વધુ દલીલમાં ન ઉતરતાં કેટલી વિગતોનો સમાવેશ મોંબદલામાં થતો નથી તે દૃષ્ટાન્ત રૂપે આ નીચે બતાવીએ છીયે.

"વ. હુ. નં ૧ આ. ૫. તા. ૨૬-૬-૧૯૧૨ પૃષ્ટ ૨૧૭૫" ના આધારે.

अ તથા ब ની જમીન સર્વે વખતે એક બીજાના ખાતે અવળ સવળ ચઢી ગઇ હોય તો તે ભુલ સુધારવી પડે તેને મોંબદલો કહેવાય નહિં.

अ વૃદ્ધ થવાથી પોતાની સાથે સમાઇક રહેતા પોતાના છોકરા ब ના નામે જમીન કરી આપે તો તે કૃત્ય મોંબદલો ગણાય નહિં.

अ નો વારસ ब છે. પણ अ મૈયત થાય તે વખતે ब પરદેશ હોવાથી क ના નામે अ ની જમીન દાખલ કરવામાં આવે અને પછી ब આવે ત્યારે क ના ખાતેથી ब ના ખાતે જમીન ચઢાવવામાં આવે તે કૃત્ય મોંબદલો ગણાય નહિં.

જે કૃત્યનો સમાવેશ મોંબદલામાં થતો નથી તેવું નામફેર ગમે ત્યારે કરાવવામાં આવે તોયે મુદતના બ્હાને તેવાનો દંડ થઇ શકે નહિં એ દેખીતું છે.

(૨) નોંધેલો ખાતેદાર અગર વરિષ્ટ ધારણ કરનાર મૈયત થાય કે પરાગંદા થાય તે તારીખથી છ મહિનાની અંદર, તેના

વારસોએ અગર કાયદેસર પ્રતિનીધિયોયે અથવા કબજેદારોએ મરનારનું નામ કમી કરી પોતાનું નામ દાખલ કરાવવા અરજી કરવી જોઈએ. સ્વત્વાર્પણ ( વેચાણ, બક્ષીસ, ધર્માદા વિગેરે ) થી તેવો વ્યવહાર થયા તારીખથી અને દિવાની ન્યાયાધિશીના હુકમનામા આધારે અગર દિવાની ન્યાયાધિશીમાંથી હરરાજીમાં રાખ્યાને કારણે મોં બદલો કરાવવાનો તે પણ રાખ્યા તારીખથી અથવા હુકમનામું થયા તારીખથી છ મહિનાની અંદર કરાવી લેવાની અરજી આપવી જોઇએ.

( ૩ ) ઉપરના પ્રસંગે છ માસ સુધી મોંબદલો કરાવવાની અરજી ન આપે તેનો, તે વ્યવહાર થયા તારીખથી મોંબદલો કરાવવાની અરજ દાખલ કરવામાં આવે તે તારીખ સુધીની મુદત ગણી; દર વરસે અગર વરસના ભાગે નવા થનાર ખાતેદારનો એક વર્ષનો રૂા. ૧ થી ૫ સુધી દંડ કરવામાં આવે છે.

પરંતુ એમ ઠરેલું છે કે, ગમે તેટલાં વર્ષે મોંબદલો કરાવવામાં આવે તો પણ; **મોંબદલાવાળી જમીનના દુપટ આકાર કરતાં વધુ દંડ થઇ શકે નહિં.** અને રૂા, ૧) થી ઓછો દંડ કોઇ પ્રસંગે થઇ શકે નહિ. બહારખલી જમીન હોય તો એક પટથી વધારે દંડ થતો નથી અને ચાકરીયાત જમીન હોય તો બીલકુલ દંડ થતો નથી. કારણ કે ચાકરીયાત જમીનના મોંબદલા કરાવી લેવાની ફરજ ચાકરીયાત જમીન ધારણ કરનારની નથી પણ પટેલ તલાટીની છે. વળી ભાઇઓ ભાગની વહેંચણીના મોંબદલા વહેંચણ થયા પછી ગમે ત્યારે કરાવવામાં આવે તો પણ તેનો દંડ થતો નથી. કારણ કે વહેંચણ એ કોઇ પ્રકારનું સ્વત્વાર્પણ નથી.

(૪) કેટલાક પ્રસંગે અભણ ગામડીયાઓને ચૌદશીયોજી એવું સમજાવે છે કે, ખેતર રાખ્યે ૨૦ વર્ષ થયાં. કાકો વર્ષે દહાડે ૫ રૂપીઆ દંડ કરશે તોયે રૂા. ૧૦૦ દંડના થશે. રૂા. ૨૫ આપો તો કારકુન પાસે જઇ આવું અને ઓછો દંડ થાય એવી ગોઠવણ કરૂં. ભોળુડા ગામડીયાને આવાં ઉંઠાં ભણાવી, ચૌદશીયોજી રૂા. ૨૫ કાઢી ખાય છે. અને ૩ વીઘાં જમીનનો આકાર રૂા. ૫ હોય તેનો દુપટ રકમ સુધી એટલે રૂા. ૧૦ સુધી દંડ થાય એટલે ૯૦ રૂપીઆનો નફો કરી આપ્યો એમ કહી બતાવે છે. વળી ગાંડના ભાડે ગયો આવ્યો અને ઉન્હાળાના ખરા તડકે રખડયો એવો ઉપકાર બતાવી, બીચારા ખેડુત પાસે એકાદ ભાર લાકડાં તણાવે છે એ જુદાં. ખેડુત જો ચૌદશીયાજીનાં આવાં કારસ્થાન સમજતો હોય તો, રૂા. ૨૫ નાહકના શા માટે આપે? પણ અફસોસ છે કે ઇશ્વરને ઓળખનારો બીચારો ખેડુત આવા પરદુઃખભંજનોથી ઠગાઇ પડે છે. અને એ માનવ પિશાચો સરકારી કાયદાના બ્હાને ખોટે ખોટી દહેશતો ખેડુતોના અંતરમાં ઠસાવી દે છે. ખેડુતો ખાલી થતા કયારે અટકશે કે જ્યારે તેઓ સમજતા થશે કે સરકારી કાયદો ચૌદશીયા લોકો કહી બતાવે છે એવો સખ્ત નથી ત્યારે!

નોંધેલા ખાતેદાર તરીકે નામ નોંધાવવાના હક્કનો દાખલો મેળવવા સારૂ, કોઇ પ્રસંગે દિવાનીમાં જવું પડે તો; મોંબદલો કરાવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો ત્યારથી તે દિવાની દાવો ચાલે ત્યાં સુધીની મુદત, દંડને પાત્ર ગણાતી નથી. દાખલો મેળવ્યા પછી ૭ મહિનામાં એ દાખલો રજુ કરીને મોં બદલો ન કરાવે તેનોજ દંડ

થાય છે. વળી એક ખાતુ એક કરતાં વધુ સખસોને નામે દાખલ હશે તે પ્રસંગે સર્વથી પહેલી અરજી મોંઅદલા માટે આપવામાં આવી હોય ત્યાં સુધીનોજ દંડ થાય છે. પટેલ તલાટી આગળ અરજી રજુ કરવામાં આવે તે તારીખ સુધીની મુદત દંડ માટે ગણાય છે. કદાચ એક ખાતુ એક કરતાં વધુ સખસોના ખાતે હોય તેમાંથી એક કરતાં વધુ સખસો મૈયત કે પરાગંદા થયા હોય અથવા એક કરતાં વધુ સખસોએ સ્વાત્વાર્પણ કર્યું હોય અગર એક કરતાં વધુ સખસોનો દિવાની ન્યાયાધિશીમાંથી હક્ક મેળવવાના કારણે મોંઅદલો થવાનો હોય તો જેટલાંનાં નામ નોંધવાનાં હોય તેટલાંનાં નામ માટે ખાતાદાર દીઠ અથવા હક્ક મેળવનાર દીઠ મુદત જુદી જુદી ગણવામાં આવે છે. પણ જો બદારખલી જમીનના ધારણ કરનારની જગોએ નામ નોંધવાનું હોય તો તે કામમાં બદારખલી પત્રકે એક કરતાં વધુ સખસોનાં નામે જમીન હોય અને તેમાંથી એકાદ માણસ મૈયત થવાથી મૈયતના ભાગની જમીનના આકાર ઉપર અને કેટલામો ભાગ છે એ નકકી થઇ શકતું ન હોય તો તમામ ધારણ કરનારાઓનો સરખો ભાગ છે એમ ગણી ભાગે પડતી જમીન ઉપર દંડ લેવા ઠરાવ્યું છે. ઉપર પ્રમાણેના દંડ છ મહિના સુધી મોંઅદલા અરજ આપવામાં ન આવે તો જ થાય છે એ વાત ભુલવી નહિં. દેવસ્થાનના સદરે ચાલતી જમીન, વારસ સિવાય ત્રાહીત સખસના નામે દાખલ કરવામાં આવે ત્યારે; ગમે તેટલી મુદત થઇ હોય તો પણ દંડ લેવો નહિ એમ ઠરાવેલું છે. સ્વત્વાર્પણ જેટલી વખત થયું હોય તેટલી વખતનો જુદે જુદી મુદત ગણીને મોંઅદલા વખતે દંડ કરવામાં આવે છે. દાખલા તરીકે **अ** ના ખાતાની જમીન **अ** એ **ब** ને વેચી. **ब** એ બે વર્ષ સુધી મોંઅદલો ન કરાવ્યો અને

પછી તેણે क ને વેચી. क વેચાણ રાખ્યા પછી ૧૨ મહીને મોં-બદલો કરાવવા જાય તો क નો દંડ કુલ ૩ વર્ષનો થાય છે, બે વર્ષનો ब એ મોંબદલો ન કરાવ્યો તેનો અને એક વર્ષનો क એ મોડું કર્યું તેનો.

કેટલાક માણસોને ચૌદશીયા લોકો પૈસા ખાઇને દંડમાંથી ઉગરવાનો એવો પણ ઇલાજ બતાવે છે કે, મુળ વેચાણ લેખ ૨૦ વર્ષ ઉપર થયો છે તેથી રૂ. ૧૦૦ દંડ થશે માટે હાલ નવો વેચાણ દસ્તાવેજ બનાવો. અને મોંબદલો કરાવી લ્યો એટલે દંડ નહિં થાય. તલાટીનું મન મનાવવું પડશે! આ ઈલાજ પ્રમાણે ચાલે તેનો દંડ થતો નથી એ વાત સાચી. પણ એનો એ ચૌદશીઓ તલાટી પાસેથી ભાગ ખાય છે છતાં જયારે એવા ખેડુત પર કોપે છે ત્યારે નનામી અરજી કરીને પાયમાલ કરી મુકે છે. માટે સરકારને છેતરીને દંડમાંથી ઉગરવાની મૂર્ખાઈ કોઇ ભાઇએ કરવી નહિ. ફરીથી રજી-સ્ટર કરવું પડે તેનો ખર્ચ થાય. એ પાપ છુપાવવા માટે અમુક રકમ વેરવી પડે, તે કરતાં દંડનો બોજો વધુ થતો નથી. માટે એવા ખોટા ખર્ચા ન કરતાં પોતાની આળસ બદલ જે દંડ થાય તે ભરી દેઇ બેફીકરા બનવું એ સારૂં છે. વીસ વર્ષનો ૧૦૦ રૂપીઆ દંડ કરવો એવો કંઇ ઠરાવ નથી. બમણી વિઘોટીથી વધારે દંડ ગમે એટલાં વર્ષે મોંબદલો કરાવીએ તો પણ થતો નથી. માટે મોટો દંડ થશે એ દહેશતમાં આવો ગુન્હો કરી પ્રભુના તથા સરકારના ચોર કોઇ બનશો નહિં..

જમીન મહેસુલ સં. નિયમની કલમ ૧૩૩ (૧) થી ઠર્યું છે કે, મૈયત પરાગંદા થએલા ખાતેદારના વારસોએ મુદત અંદર મોં બદલો ન કરાવ્યો હોય તેનો રિપોર્ટ નમુંના નિશાની ૪૪ મુજબનો

દર સાલ અગષ્ટ માસની ૧૫ મી તારીખ સુધીમાં પટેલ તલાટીએ વહીવટદાર-મહાલકરી તરફ મોકલવા. અને જ. મે. સં. નિબંધની કલમ ૫૪ (૪) થી ઠરેલું છે કે, મૈયત અથવા પરાગંદા ખાતાદારના વારસ કબજેદારોએ મોંબદલા અરજ કરી નથી એમ વહીવટદાર-મહાલકરીને જણાય તો તેઓ પોતે થઇને ચોકસી કરી મોંબદલો કરવા હુકમ કરી શકે. આવા પ્રસંગે નામ નોંધાવવાનો ઠરાવ થાય તે તારીખ સુધીનો દંડ લેવાય. આ બે કલમો ભેગી વાંચવાથી આગષ્ટ મહીનાની તા. ૧૫ પછી મોંબદલો કરાવનારનો દંડ બીજી સાલ માટે કરવામાં આવે તો તે વ્યાજબી છે કે કેમ? એ એક પ્રશ્ન ઉઠે છે.

૫ મોંબદલાની અરજી ટપાલ માર્ગે કરવાથી અગર પટેલ તલાટી રખડાવે તેથી મોડી પહોંચે તો, એવા કારણની ઢીલના લીધે દંડ કરવાનું માંડી વાળવાની, મોંબદલો કરનાર અમલદારને સત્તા છે.

૬ ખાતાની જમીનનું રાજીનામું આપવું હોય તો રાજીનામાની અરજી મફત લખી આપવાની પટેલ તલાટીની ફરજ છે. અને મોંબદલા અરજી લખાવવી હોય તો તે પણ પટેલ તલાટીએ મફત લખી આપવી જોઇએ એમ નક્કી થએલું છે. આવી અરજીઓ તાબડતોબ પટેલ તલાટીએ મફત લખી આપવી એમ ઠરેલું છે એટલે, અરજીયો લખવાની ફી માગનાર તથા વિના કારણ ધક્કા ખવરાવનાર પટેલ તલાટી સરકારી કાયદાથી કસુરવાન ઠરે એ ઉઘાડી વાત છે. રાજીનામાની અરજી ઉપર અરજીની ટીકીટ ચોઢવી પડતી નથી. પરંતુ મોંબદલાની અરજ ઉપર એક આનાનો કોર્ટ ફી સ્ટેપ (અરજીનીં રાતા રંગની ટીકીટ આવે છે તે) ચોઢવાની ફરજ રાખેલી છે.

૭ પહેલાંના સમયમાં મોબદલા મોઢાના કરારથી કરવાની છુટ હતી પણ તે હવે બંધ થઇ છે. માટે સ્વત્વાર્પણથી મોબદલો કરવાનો હોય તેમાં રજીસ્ટર દસ્તાવેજની ખરી નકલ કરી તે નકલ ઉપર ૪ આનાની રાતા રંગની અરજીની ટીકેટ ચોટી, એ નકલ તથા અસલ રજીસ્ટર દસ્તાવેજ; પટેલ તલાટી પાસે રજુ કરવો. પટેલ તલાટી રજુવાત કરી લે એટલે, અસલ દસ્તાવેજ પાછો લઇ લેવો. અને અરજીની પહોંચ માગી લેવી. આવી અરજીયોનાં છાપેલાં ફૉર્મ આવે છે તે શ્રી૦સરકાર મફત આપે છે.તે પટેલ તલાટી પાસેથી માગી લેઈ તેમાં હકિકત ભરી આપવી. અને તે ભરતાં કે લખતાં ન ફાવે તો, તે લખવાનું પટેલ તલાટીને કહેવું. આપણને પુછીને આપણા લખાવ્યા પ્રમાણે પટેલ તલાટી સાહેબ અરજીનું ફૉર્મ ભરી દે એટલે તેમાં સહીયો કરી આપવી. આવી અરજીમાં ખોટી હકિ-કત નોંધાવવી નહિ. ગીરોના કારણે મોબદલા કરવા નહિ એમ હાલમાં ઠરાવ્યું છે. એટલે તેવા મોબદલા કરાવવા કોઇએ જવું નહિં. કબજો સોંપ્યા પછી મોડો દસ્તાવેજ નોંધાવ્યો હોય છે પણ મો બદલાનો દંડ કબજો સોંપ્યા તારીખથી મુદત ગણીને થાય છે માટે દસ્તાવેજ નોંધ્યા તારીખથી નહિં પણ કબજો સોંપ્યા તારીખથી ૭ મહીના પહેલાં મોબદલા અરજ દાખલ કરાવવી. ભાઇ ભાગની વહેંચણના મોબદલામાં લેખની જરૂર પડતી નથી. મોઢાની વહે-ચણ પ્રમાણે મોબદલો કરાવી શકાય છે. પણ એ વહેંચણનો દસ્તાવેજ રજીસ્ટર કરાવેલો હોય અથવા વહેંચણ કોર્ટના હુકમ નામાથી થઇ હોય તો લેખની અગર હુકમનામાની નકલ ચાર આનાના સ્ટેમ્પ ઉપર રજુ કરવી પડે છે.

૮ રાજીનામું કે મોબદલા અરજ ટપાલ મારફતે ન મોકલતાં

પટેલ તલાટીને રૂબરૂમાં આવવાં જોઇએ. પણ પટેલ તલાટીના અંતરમાં કંઇ જુદા વિચાર ઘોળાતા હોવાથી લાડકાઇ કરતા હોય તો,વહીવટદાર—મહાલકરી સા૦ને રૂબરૂ જઇને અરજીનો પોકાર પડે તે વખતે અરજ આપી શકાયછે. અને તેમાં એમ પણ જણાવી શકાય કે અમુક કારણે અમારે આપ સા૦ ને તસ્દી આપવા આવવું પડયું છે. આવો બનાવ એકાદ વખત બનશે એટલે પટેલ તલાટી તુરત પોતાનો સ્વભાવ બદલી નાંખશે. મોંબદલાની કે રાજીનામાની અરજી વહિવટદાર—મહાલકરી સા૦ ને રૂબરૂ આપવાની છુટ છે. અને તેવી અરજી આવે એટલે અરજદારને પુછવુ ઘટે તે પુછી લેઇ, ગામેથી હકિકત મંગાવી તેનો યોગ્ય નિકાલ કરવાની તેઓ સાહેબને જ. મે. સં. નિયમની કલમ ૧૨૮ (૫) થી સત્તા છે. સબબ પટેલ તલાટીનું વર્તન કાયદા વિરૂદ્ધ જણાય એ વખતે, હાથ પગ જોડીને બેસી રહી મુદત ચાલી જતાં દંડના ભોગ થઇ પડવાને બદલે. આ ઇલાજ અજમાવવો એ સૌથી શ્રેષ્ટ છે.

૯ રાજીનામાની કે મોંબદલાની અરજી પટેલ તલાટી પાસે લખાવવામાં આવે ત્યારે અરજીમાં લખવાની વિગતો સાચી હોય તેજ લખાવવી. ખોટી નોંધ કરાવે તે સખસ ગુન્હેગાર થાય છે. મોંબદલાની અરજીમાં મોંબદલો કરાવી લેનારની સહીની જરૂર પડે છે. અને સહીઓ કરનારા માણસોને ઓળખતા હોય એવા ગામના બે આબરૂદાર માણસની, ખાત્રી બદલ સહીઓ કરાવી આપવી પડે છે. આવા માણુસો ગામ પંચાયતવાળા હોવા જોઇએ એમ નથી. ગમે તે ચાલી શકે. આવી અરજ નીચે લખાવેલી હકિકત સાચી છે એવો એકરાર કરવો પડે છે. તે એકરાર અરજીનાં ફોર્મમાં છાપેલોજ આવે.

છે. છાપેલો ન હોય તો પટેલ તલાટી લખી આપે છે. તે એકરાર નીચે પણ સહી કરવી પડે છે. રાજીનામું આપનાર, મોંબદલો કરી આપનાર અગર મોંબદલો કરાવી લેનાર સખસ જો અજ્ઞાન હોય છે તો તે અજ્ઞાનની વતી તેના કાયદેસર પાલન કરનારે અજ્ઞાનની તરફથી સહીઓ કરી આપવી પડે છે,

૧૦ ખાતામાં બાકી હોય એટલા કારણથી મોંબદલો કરવાનું કાંમ અટકાવી શકાય નહિં. નવા થનાર ખાતેદાર પાસેથી જવાબ• દારીની કબુલત લખાવી લેઇ મોંબદલો કરી નાંખવો જોઇએ એમ ઠરેલું છે.

૧૧ મૈયત અગર પરગંદા ખાતાદારના વારસોએ અગર કબજે- દારોએ મોંબદલા માટે અરજી કરી નથી એમ વહીવટદાર–મહાલકારીને જણાય તો તુરત તેમણે મોંબદલો કરી નાંખવા અને મોંબદલો કરવાનું ઠરાવવામાં આવે ત્યાં સુધીની મુદત ગણીને દંડ કરવાનું ઠરાવ્યું છે. મોંબદલો કરાવી લેનારની અરજી શિવાય પણ આવા પ્રસંગે મોંબદલો કરી નાંખવો એમ શ્રીમંત સરકારે ઠરાવ્યું છે. એ ઉપરથી ચોકખે ચોકખુ જણાય છે કે લોકોનો દંડ કરીને ઉપજ મેળવવાની શ્રીમંત સરકારની ઇચ્છા નથી. મોંબદલો ન કરાવનારનો દંડ એટલા માટે જ કરવાનું ઠરાવ્યાનું જણાય છે કે, જો એવું ધોરણ ન રાખ્યું હોય તો ખેડુત–ખાતેદારો મોંબદલા કરાવે નહિ અને સરકારી દફતરોમાં ગુંચવાડો ઉભો થાય.

૧૨ કોઇ ખાતેદારે રેવાકાંઠા, મહીકાંઠા, અથવા બીજા મુલકગીરી તાબાના અથવા તાબા શિવાયના ઇતર સંસ્થાનના રાજા, જમીનદાર, ઠાકોર કે ગીરાસીયાઓને અથવા પરદેશી લોકોને અથવા હજુર

વખતો વખત આજ્ઞા પત્રિકામાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને ઠરાવે તે સખસોને અગર તે વર્ગના કે જાતના સખસોને અગર તેમની વતી બીજાને હજુરની મંજુરી શિવાય સ્વત્વાર્પણ કર્યું હશે તો મોબદલો કરવામાં આવશે નહિ. જે ગામની તે જમીન હશે તે ગામના રહેનારાઓને અને હિંદુસ્તાન દેશના ઉપર બતાવ્યા શિવાયના કોઇ પણ સ્વદેશીઓને જમીન આપવામાં કે મોબદલો કરાવવામાં કોઇ જાતનો પ્રતિબંધ નથી એમ નક્કી થએલું છે.

૧૩ તલાટીના તાબામાં જેટલાં ગામ હોય તેટલાં ગામો પૈકી ગમે તે ગામે કોઇ ખાતેદાર ગુજરી ગયો હોય તો મોબદલો કરાવનારે **મરણનો દાખલો રજુ કરવાની જરૂર નથી.** કારણ કે જન્મ મરણના પત્રકેથી મરણની તારીખની ખાત્રી તલાટીએ કરી લેવાનું ઠર્યું છે. એ શિવાયના પ્રસંગે તથા સુધરાઇ કે વિશિષ્ટ પંચાયતવાળાં ગામે ખાતેદાર મૈયત થાય તો મરણનો દાખલો ૪ આનાના સ્ટેમ્પ ઉપર રજુ કરવો પડે છે.

૧૪ આખુ ખાતુ અગર ખાતામાંથી એકાદ સર્વે નંબર કે પોત નંબર છોડી દેવાના રાજીનામાની અરજીપર, પટેલ તલાટી દાખલ તારીખ નાંખી દફતરના દાખલા જોઇ તપાસી તથા બીજો જે કંઇ તપાસ અને ખાત્રી કરવાં ઘટે તે કરી; એ રાજીનામું સરકારી જમીનનું હશે અને તેમાં બીજા કોઇના કબજાની જમીન છોડી દેવામાં નહિં આવી હોય તથા સમાઇક ખાતાનું રાજીનામું નહિં હોય તથા નિબંધ કે નિયમથી કોઇ પણ જાતનો બાદ નહિં નડતો હોય તથા રાજીનામાથી મુકાતી જમીન ઉપર ઉધડંધારો, લાગત કે વેરો લેવામાં આવતો નહિં હોય તથા તે રાજીનામું તા. ૩૧ માર્ચ પહેલાં આપ-

વામાં આવ્યું હશે તો, ગામ પંચાયત આગળ રજુ કરશે અને ગામ પંચાયત એ રાજીનામું મંજુર કરશે એમ ઠરેલું છે.

૧૫ ઉપરના ૧૪ મા પેરેગ્રાફ શિવાયનાં એટલે કે, સરકારી અને બહારખળીના મોંબદલા તથા બહારખળી જમીનનાં રાજી-નામાં બાબત જરૂરી પત્રકો તૈયાર કરીને તથા વારસાઇના કારણે મોંબદલો કરવાનો હોય તેમાં વારસ છે તે સીધો વારસ છે કે કેમ તેની તપાસ ગામ પંચાયતની રૂબરૂ કરાવીને, જેટલા મોંબદલા મંજુર કરવા અધિકાર હશે તેટલા પંચાયત મંજુર કરશે અને મંજુર કરેલા મોંબદલાની અરજીઓ તથા અધિકાર બહારના મંજુર કર્યા શિવાયના મોંબદલાની અરજીઓ મોંબદલા અરજ દાખલ થયા તારીખથી ૩ દિવસની અંદર તેઓ વહીવટદાર-મહાલકરી તરફ મોકલશે એમ ઠરેલું છે. આ ઉપરથી આપણે એટલું શોધી શકીએ છીએ કે, અરજી આપ્યાની આપણે પાવતી લઇએ તો પટેલ તલાટી કે પંચાયત આપણી અરજી ૩ દિવસ કરતાં વધુ મુદત સંઘરી શકે એમ નથી.

૧૬ વારસ સીધો હોય કે તેડો હોય તોપણ, સરકારી જમીનનો દત્તક શિવાયના વારસાઇના કારણે મોંબદલો કરવાનો પંચાયતને અધિકાર છે. સરકારી ચાકરીયાત કે બહારખળી જમીનનો વારસા-ઇના કારણે મોંબદલો તેમનાથી થઇ શકતો નથી. જે મોંબદલો મંજુર કરવા અધિકાર નથી તે મોં બદલાવાળા કામમાં મોંબદલા વાળુ કામ યોગ્ય સ્થળે મોંબદલો મંજુર થવા રવાના કરવા સારૂ વહીવટદાર-મહાલકરી તરફ મોકલાવતી વખતે મોકલતાં પહેલાં હકિકતનો તપાસ કરી લેવાની તેમને સત્તા છે. આવું કામ કરવા માટે પટેલ તલાટી કે પંચાયતે કંઇ ફી લેવાની નથી એમ નક્કિ

થએલું છે, વળી ૩ દિવસ કરતાં વધુ મુદત મોંબદલા વાળી અરજ ઘાલી ન મુકવી એવી ચોખાવટ થએલી છે.

(૧૭) નોંધેલા ખાતેદારને અગર મૈયત કે પરાગંદા થએલા ખાતેદારના વારસને પોતાના ખાતાની તમામ જમીનનું અથવા તેમાંથી એક સર્વે નંબર કે પોત નંબર અથવા સરકારી દફતરે જુદા લખાતા ભાગનું રાજીનામું આપવાનો હક્ક છે. તેમજ આખુ ખાતું, એક સર્વે નંબર કે પોત નંબર અથવા સરકારી દફતરે જુદો લખાતો ભાગ બીજાને ખાતે કરી આપવાનો હક્ક છે. પણ એ જમીન પોતાના કબજામાં છે કે બીજાના કબજામાં છે એ રાજી-નામાની અથવા મોં બદલાની અરજીમાં સાચે સાચુ જણાવવું જોઇએ. રાજીનામું આપવું હોય તો, તા. ૩૧ મી માર્ચ પહેલાં આપવું પડે છે. મોં બદલા અરજ રજા—તહેવાર ન હોય તેવા વર્ષના કોઇ પણ દિવસે બપોરના ૧૨ થી તે સાંજના ૫ વાગ્યા સુધી પટેલ તલાટીને આપી શકાય છે. મોંબદલામાં ૩૧ મી માર્ચની મુદત નડતી નથી.

૧૮ ખાતાની જમીન બહારખલી હોય કે સરકારી હોય પણ રાજીનામાની કે મોં બદલાની અરજ પટેલ તલાટીનેજ આપવાની છે. આવી અરજીઓ તેમણે તાબડતોબ મફત લખી આપવી એમ ઠરેલું છે. જો મફત ન લખી આપે અને બહાનાં બતાવે તો ખરૂં કારણ લખીને, મે. વહિવટદાર સા. ને અરજ કરવાને હરકત નથી. અરજ મે વહિવટદાર સા. ને પહોંચે એટલે પછી દંડ ચઢી શકતો નથી. મે. વહિવટદાર સા. ને અરજી કરવી તે ઉપર એક આનાની અરજીની ટીકીટ ચોઢવી અને રજીસ્ટર લેટર પોસ્ટથી મોકલવી. તથા અરજીની પહોંચ મળે તે સંઘરી રાખવી. બહારખલી જમીનનાં તથા

સરકારી જમીનનાં રાજીનામાં મંજુર કરવાનું કામ તથા તેવી જમીનના મોં બદલા કરવાનું કામ પટેલ તલાટી, પંચાયત અને મહાલના તથા બહારખલી ખાતાના અમલદારોનું છે. એ કામ એમણે એમની ફરજ તરીકે કરવાનું છે. માટે અરજી આપ્યા પછી કોઇએ વિના કારણ માથાં માંરવા જવું નહિ. કાયદેસર જે તજવીજ કરવાની હશે તે આપણ નહિં માથાં મારીયે તોપણ થયે જ જશે. ચૌદશીયા લોકો મોં બદલા અરજી અપાવીને પટેલ તલાટીને ધરવ્યા પછી તથા તેમાંથી હીસ્સો પડાવ્યા પછી, બહારખલી કારકુનને અથવા વહીવટદાર કચેરીના મોં બદલા કારકુનને મળવાનું કહે છે. વળી તેઓ એવી મુલાકાતમાં ગાંડનું ભાડુ ખરચીને સાથે આવે છે. પરંતુ કોઇએ એ બદમાસોની સાથે જવું નહિં. એ ધુતારા પોતાનાં પાપી પેટ ભરવા માટેજ આવાં ખોટાં બ્હાને ગામડીયાઓને તાલુકા ભેગા કરે છે. ચૌદશીયા લોકો ખેડુતોને પારકા હાથે હલાલ કરાવે છે. માટે કોઇએ એ ફાંસીયાઓના ફંદમાં ફસાવું નહિ. અમલદારને આપણી સરકારી કામે જરૂર હોય તો લેખી સુચના કરીને તે આપણને બોલાવી શકે છે. અને લેખી સુચના મળે તો આપણે હાજર થવાને બંધાએલા છીએ. પરંતુ ચૌદશીયા લોકો અદ્ધરના સંદેશા લાવે તેથી ગભરાઇ જઇને હડીયો દોટો કરવી નહિ, તેમજ હાથે કરીને પતંગીયાની માફક પાવકમાં પડવું નહિ. દિવાનો માણસ અક્કલ નથી તેથી છેતરાય છે. પણ પ્રભુએ આપણને અક્કલ આપી હોય છતાં છેતરાઇએ તો જગત આપણને હૈયાફુટા ગણે. ન પાગલ બનો! ન હૈયાફુટા બનો! ન કાયર બનો! ન નબળાઇ દાખવો. લાંચ માગવા મોઢુ ફાડે એનું જડબુ તોડી નાખો. અને લાંચ લેવા હાથ લાંબો કરે એનું બાવડુ ઉતારી નાંખો. બીરાદરો હૈયે હામ રાખો. જેના હૈયે હામ છે તેના

પડખે રામ છે. આપણી સરકારને ખેડુત માટે કેટલી લાગણી છે એ આપ નીચેના વટહુકમથી જોઇ શકશો. શા માટે ખીસ્સાં ખાલી કરો છો ?

સ૦ સુ૦ વ૦ હુ૦ અંક ૪૦ તા. ૩–૧–૧૯૧૦

"મોંબદલાના કામમાં વિલંબ થાય તેમજ ભુલો થવા ન પામે માટે મોંબદલો કરનાર અમલદારે મોંબદલાનાં કામોનો નીકાલ બને ત્યાં સુધી ગામે જઇને કરવો."

૧૯ સરકારી જમીનના રાજીનામા તથા દત્તક શિવાયના વારસાઇના મોંબદલા મંજુર કરવાનું તથા પંચાયતે મંજુર કરેલાં રાજીનામાં તથા મોંબદલા વ્યાજબી રીતે મંજુર કર્યાં છે કે નહિ એ તપાસવાનું કામ વહિવટદાર–મહાલકરીનું અથવા વહિવટદાર મહાલકરીની લેખી પરવાનગીથી અવલ કારકુનનું છે. અને બહારખલી જમીનનાં રાજીનામાં કે મોંબદલા મંજુર કરવાનું કામ બહારખલી ખાતાનું છે. હવે દરેક ભાઇ જોઇ શકશે કે અવલ કારકુનથી ઉતરતા દરજ્જાના કોઇ કારકુનને મોં બદલા મંજુર કરવાની શ્રીમંત સરકારે સત્તા આપી નથી. એટલે ચૌદશીયાની શીખામણ માની આડુ અવળુ ભટકતા ફરવું એ એક પ્રકારની ઘેલછા છે. એ આપ નક્કી માનજો.

૨૦ લાયક થએલો શખસ વાલીનું નામ કમી કરાવવા અરજ ન આપે તો પણ દર ઑાગષ્ટ માસમાં પટેલ તલાટીએ તપાસ કરી લાયક ઉમરના ખાતેદારની સાથે વાલીનું નામ ચાલતું હોય તે કમી કરાવવા મહાલમાં રિપોર્ટ કરવો જોઇએ એમ ઠરેલું છે. પટેલ તલાટી રિપોર્ટ કરવાનું ચુકે તો લાયક ઉંમરનો થએલો ખાતેવાર વાલીનું નામ કમી કરાવવા અરજક રી શકે છે. એવી અરજ પટેલ તલાટીને

પણ આપી શકાય છે અને મે. વહીવટદાર—મહાલકરી સા૦ તરફ પણ થઇ શકે છે. વાલીનાં નામ કમી કરાવવાની ફરજ પટેલ તલાટીની છે. વળી તેમાં ખાતા બદલો થતો નથી. એટલે એવી અરજ મોડી અપાય તો તેથી ખાતેદારનો દંડ થઇ શકતો નથી. પટેલ તલાટી મોડો રિપોર્ટ કરે તો પટેલ તલાટીનો દંડ થાય એમ ઠરેલું છે.

૨૧ જમીન अ ના કબજે ભાઇ ભાગથી હોય પણ ब ના ખાતે ચાલતી હોય એવી જમીનનું ખાતેદાર ब રાજીનામું આપે અને તેથી એ જમીન સરકારી પડતરમાં જવાથી હરરાજ થાય અને તે क નામનો સખ્શ રાખે તો क એ કબજો કર્યા તારીખથી ૬ માસમાં अ એવો દાવો લાવી શકે કે, ब એ રાજીનામું આપ્યું છે તે જમીન મારા કબજા ભોગવટાની છે માટે મને પાછી મળવી જોઇએ. આવા પ્રસંગે क ને હરરાજીમાં લીધેલાં નાણાં પાછાં આપી જમીન अ ને પાછી અપાવવી અને अ ના ખાતે કરી આપવી એમ ઠરેલું છે. જો એ જમીનમાં क એ વાવેતર કર્યું હોય તો બીજી સાલ પાછી અપાવવી એમ ઠર્યું છે. જમીન રાખ્યા પછી क એ તેમાં કંઇ સુધારો વધારો કે બાંધકામ કર્યું હોય તો તેનું વળતર માગવાનો क ને કંઇ પણ હક્ક નથી. પરંતુ અપાવવા જેવું જણાય તો अ પાસેથી અપાવવું એમ ઠરેલું છે. જો કોઇની જમીન બીજાના ખાતે હોય અને ખાતેદાર રાજીનામું આપી દે તો જમીનના કબજેદારે હરરાજી થાય ત્યાં સુધી ઉંઘી નહિં રહેતાં તુરત જમીન પોતાના ખાતે કરાવી લેવા અરજ આપવા ચૂકવું નહિં જોઇએ.

( ૨૧ ) કાયમના સ્વત્વાર્પણથી નામ નોંધાવવા માગણી હોય તો મૂળ ખાતેદાર અગર તેનો વારસ મોં બદલો કરવાને ના કબુલ

હોય તો પણ તેની ના કબુલીના કારણની નોંધ કરી લેઇ કાયમનું સ્વત્વાર્પણ થયાની ખાત્રી કરી લેઇ તથા તે મુજબ કબજો હોવાની ખાત્રી કરી લેઇ મોં બદલો કરવા હરકત નથી એમ ઠરેલું છે. મોં બદલો થવાથી જેના હક્કને નુકશાન થતું હશે તે દિવાનીમાં જશે એવી ચોખવટ થએલી છે.

દૃષ્ટાન્ત ૧ લું. अ એ ब ને એક ખેતર વેચાંણ આપી કબજો આપ્યો. અને રજીસ્ટર દસ્તાવેજ કરી આપ્યો. ब રજીસ્ટર દસ્તાવેજની ખરી નકલ ૪ આનાની અરજીની ટીકીટ ચોઢીને રજુ કરે અને મોં બદલા અરજ આપે, એ વખતે अ કહે કે દસ્તાવેજમાં લખેલા રૂપીઆ મને મળ્યા નથી માટે મોં બદલો કરશો નહિં તે ન ચાલે. એવા પ્રસંગે મોં બદલો કરવાનું કામ અટકાવાય નહિં. अ કહે તે નોંધી લઇ बના નામે મોં બદલો કરી નાંખવો જોઇએ, પછી अને રૂપીઆ ન મળ્યા હોય તો अ बના સામે દિવાની દાવો કરી શકે.

દૃષ્ટાન્ત ૨ જું. अ એ ब ને એક ખેતર વેચાણ આપ્યું છે. કબજો સોંપ્યો છે તથા રજીસ્ટર દસ્તાવેજ પણ કરી આપ્યો છે. પછી अ મરી જાય અને अ નો દિકરો क મોં બદલા અરજ વખતે સહી કરવા હાજર ન થાય અગર થાય તો એમ કહે કે ખેતર મારા બાપે વેચ્યાની મને ખબર નથી. મોં બદલો કરશો નહિં. આવા પ્રસંગે क જે કહે તે નોંધી લેઇ बના નામે મોં બદલો કરવો જોઇએ. क આડો પડે તેથી મોં બદલો અટકાવી શકાય નહિં. कને વાંધો હોય તો बની સામે દિવાનીમાં જાય. મોં બદલો અટકાવીને बને દિવાનીમાં જવાનું કહેવાય નહિં.

(૨૨) જે ખાતેદારની પાછળ કોઇ મશહુર વારસ ન હોય અને તે ખાતેદાર તેની જમીન પોતાની પાછળ કોને આપવી એવો નિર્ણય મૃત્યુ લેખથી કર્યા શિવાય ગુજરી ગયો હોય અથવા એના ખાતાની જમીન બીજા કોઈના કબજે કાયદેસર રીતે ગયેલી ન હોય તો તેવી જમીન સરકારી પડતરમાં કાઢી હરરાજી કરવામાં આવે છે. જે ઇસમ વારસાઇ નિબંધ પ્રમાણે વારસ ન થઇ શકે એવો હોય તેમજ તેને વારસ તરીકે કોઇ સ્વિકારતું કે ઓળખતું ન હોય તે ઇસમ મશહુર વારસ ગણાય નહિ.

કાયદેસર રીતે વારસો મળવા જોગ ઇસમ હોય છતાં તેને કોઇ ઓળખતું નથી એટલા કારણે મશહુર વારસ ન ગણતા હોય તો દિવાની કોર્ટમાં જઇ વારસાઇનો દાખલો મેળવી આવ્યેથી તેને મશહુર વારસ ગણવામાં આવે છે.

૨૩ अ નાં બે ખેતર જોડાજોડ છે. તેમાંથી એક ખેતર રાજ॰ માર્ગના કાંઠે છે અને બીજુ તેના શેઢે છે. જે ખેતર રાજમાર્ગના કાંઠે નથી તેનું अ રાજીનામું આપે છે અને રાજીનામું આપેલુ ખેતર હરરાજીમાં ब રાખે છે. આવા પ્રસંગે बनो હરરાજીમાં રાખેલા ખેતરમાં જવા આવવાનો માર્ગ अ ના રસ્તાના કાંઠે આવેલા ખેતરમાં થઇને છે એમ ઠરેલું છે.

૨૪ એક કરતાં વધુ વારસ, કાયદાસર પ્રતિનિધિ અગર કબજેદારો હોય ત્યારે બધાઓની સંમતિથી જુદા જુદા વારસ અગર કબજેદારોના નામે અગર તે પૈકીના એકને નામે મેં બદલો થાય છે જો બધા સંમત ન થાય તો બધામાંથી જેનો હક્ક શ્રેષ્ટ જણાય તેના નામે મેં બદલો થાય છે. અને બીજાઓને દિવાની ન્યાયાધિશીમાં જઇ પોતપોતાનો હક્ક સાંબીત કરી લેવા ફરમાવવા ઠરેલુ છે.

દૃષ્ટાન્ત ૧ अ મૈયત થાય છે તેને ब અને क દિકરા છે તો अ ની જમીન ब અને क સંમત થઇ જણાવે તે પ્રમાણે બન્નેના ખાતે ચઢી શકે. પણ વહેંચણુ આખા નબર કે પોત નંબરની હોય તોજ ખાતાં જુદાં પડી શકે. નાના નંબરના પોત પડતા નથી એટલે જો એક નંબર બે ભાગે વહેંચ્યો હોય અને તેના પોત પડે એવું ન હોય તો અથવા ખાતુ જુદુ ન પાડતાં બે પૈકી એકના નામે રાખવું હોય તો બન્નેની સંમતિથી अ ની જમીન ब અગર क બે-માંથી ગમે તેના ખાતે દાખલ કરી શકાય છે.

દૃષ્ટાન્ત ૨ अ. મૈયત થાય છે વારસમાં ब ની વિધવા અને क હયાત છે, ब ની વિધવા અને क વચ્ચે વહેંચેલું નથી એવા પ્રસંગે જમીન क ના ખાતે ચઢે છે. ब ની વિધવા સંમત ન હોય તો એ વિધવાએ દિવાનીમાં જવું પડે.

દૃષ્ટાન્ત ૩ अ મૈયત થાય છે. વારસામાં ब નો ૨ વર્ષનો દિકરો અને ब ની વિધવા હયાત છે. આવા પ્રસંગે મોંબદલો क ની સંમતિ ન હોય તો પણ ब ના દિકરાને નામે થાય. क ને હરકત હોય તો क એ દિવાનીમાં જવું પડે.

જમીનની વહેંચણી માટે નીચેનું ધોરણ રાખવા ઠરેલું છે.

अ જમીનની વહેંચણી બનતાં સુધી આખા સર્વે નંબર કે પોત નંબરની કરવી.

ब જો પોત ન પાડી શકાય એવો નાનો નંબર બે જણના ભાગમાં આવ્યો હોય તો, બે પૈકી એક ભાગીઆને આખો નંબર આપવો અને બીજાને રોકડ કિંમત આપવી, જો એ

પ્રમાણે બન્ને અગર બેમાંથી એક કબુલ ન હોય તો, શ્રી. સરકારે એ નંબરની હરરાજી હરવી. હરરાજીમાં એ બે જણ પૈકી અગર બીજો ત્રાહિત ગમે તે સખસ એ જમીન રાખી શકે. હરરાજીમાં ઉપજેલાં નાણાં આ બન્ને જણને વહેંચી આપવાં. આવી વહેંચણી કરવામાં જે ખર્ચ થાય તે ખર્ચ જેની અરજી ઉપરેથી વહેંચણ કરી હોય તે ભાગીઆની પાસેથી અથવા સદરહુ વહેંચણમાં જે સખસોનો હિત સંબંધ હોય તેમની પાસેથી વહિવટદાર અગર મહાલકરી સાહેબ વસુલ લેઇ શકે છે.

क. જમીનની વહેંચણી કરવી હોય તો ખાતાદારની અરજ ઉપરથી અથવા કોઇ દિવાની ન્યાયાધીશીના હુકમનામાની રૂઇએ તે ન્યાયાધીશીના લખાણથી વહિવટદાર મહાલકરી કરી આપી શકે છે.

ड वहेंચણી કરવામાં દરેક ભાગ જરાયત જમીનમાં ૮ વીઘાં, બાગાયતમાં ૩ વીઘાં અને કયારી જમીનમાં ૧ વીઘાં કરતાં નાનો થતો હોય તો પોત નંબર પડી શકતા નથી એટલે એવા પ્રસંગે ઉપર પેરેગ્રાફ ૨૫ (ब) માં બતાવ્યા પ્રમાણે વિધિ કરવો પડે છે. પરંતુ સરકારી ચાકરીયાત જમીનના અગર ગામનોકરને નોકરી પેટે પડતરમાંથી જમીન આપવાના પ્રસંગે જરાયત જમીનના ૧।। વીઘા ઉપરાંતના તથા બાગાયત અગર કયારી જમીનના ૦।। વીઘા ઉપરાંતના પોત નંબર પડી શકે છે.

इ પોત નંબર પાડવાની માગણી કરનાર પાસેથી જેટલા ભાગ કરવાના હોય તેટલામાંથી એક ભાગની કાંઇ ફી લેવાની નથી

પણ વધારાના દરેક ભાગે રૂ. ૧) ફીનો અગાઉથી લેઇ પછી વિભાગ પાડવા તજવીજ કરવી, એમ ઠરેલું છે.

દૃષ્ટાન્ત. એક સર્વે નંબરના ચાર ભાગ પાડવાના હોય તો ૧ ભાગનું કાંઇ લેવાનું નથી, એટલે બીજા ૩ ભાગ રહ્યા તેના રૂ. ૩—૦—૦ લેવાય.

ફ દિવાની ન્યાયાધિશીના હુકમનામા આધારે બધા ભાગીદારો સંમત ન હોય તો પણ વહેંચણી થઈ શકે છે. તથા નોંધેલો ખાતેદાર અગર બારખલી જમીનનો વરિષ્ટ ધારણ કરનાર માગણી કરે તો વહેંચણી થઇ શકે છે. પણ ખાતેદાર ન હોય તેવો ભાગીઓ વહેંચણ કરાવવા માગણી કરે તો તમામ ભાગીઆ એકમત થયા શિવાય વહેંચણ થઇ શકતી નથી. જે બારખલી જમીનનું સ્વત્વાર્પણ થઈ શકતું નથી તેવી બહાર-ખલી જમીનની વહેંચણ કરી આપી શકાતી નથી એમ ઠરાવ્યું છે.

૨૬ ભાઇઓ ભાગની વહેંચણીમાં બધા ઈલાજ અજમાવવા પડયા છે એવા એક સત્ય બનાવની નોંધ અત્રે લઉ તો તે ભાઇભાગે વહેંચણ કરાવવા ઇચ્છતા ભાઇઓને ઘણી ઉપયોગી થશે.

"કલોલ તાલુકાના પલીયડ ગામે ડોસારામ ત્રવાડી નામે એક ઔદીચ બ્રાહ્મણ હતા. તેમને બે દિકરા હતા. મોટાનું નામ ઇશ્વરલાલ અને નાનાનું નામ જેઠારામ. ઇશ્વરલાલ મૈયત હતા અને તેમનો દિકરો રેવાશંકર હયાત હતો. ડોસારામના ખાતાની જમીન રેવા-શંકરના નામે હોવી જોઇએ પરંતુ પ્રથમથી ગમે તે કારણે જેઠારામના ખાતે ચઢેલી. રેવાશંકરે વહેંચણી કરવા-કરાવવા ઘણી વખત એમના

કાકાને કહ્યું—કહેવરાવ્યું પણ તેમણે માન્યું નહિ અને રેવાશંકરની ગેરહાજરીમાં રેવાશંકરનાં વિધવા માતુશ્રીને તથા રેવાશંકરનાં સ્ત્રીને બધો ભાગ પડતો મુકી પાનસર આવી રહેવું પડયું એવી સ્થિતિ જેઠારામે ઉભી કરી. આ વખતે રેવાશંકર અરબસ્તાન હતા. રેવાશંકરને અને તેમનાં કુટુંબીને તેમના કાકાના વર્તનથી કેટલું દુઃખ સહન કરવું પડયું છે તે અમે નજરે જોયું તથા કાને સાંભળ્યું તેથી અમને લાગ્યું કે દુર્યોધન અને ધૃતરાષ્ટ્રની વૃત્તિ પાંડવો તરફ હતી તેવી શ્રી. જેઠાલાલની વૃત્તિ રેવાશંકર તરફ છે અને કૌરવોની પડખે શકુની વિગેરેયે ચઢી કુટુંબ કલહ કરાવ્યો તેમ પલીયડના તથા પરગામના કેટલાક શકુની જેવા માણસો શ્રી. જેઠાલાલની વૃત્તિ બદલી નાંખે છે. રેવાશંકર મારી માસીજીના દિકરા થાય છે. કાકો ભત્રીજો કોર્ટે ન ચઢે અને ન્યાયની રીતે વહેંચણ થાય તો સારૂ એવી મારી ખાસ ઇચ્છા હતી. મી. રેવાશંકરે અરબસ્તાન જેટલે છેટે રહી તેમના કાકાનું દારિદ્ર દૂર કર્યું હતું. મને લાગ્યું કે મી. રેવાશંકરે કરેલા ઉપકારની યાદ આપીશ એટલે શ્રી. જેઠારામ રાજીખુશીથી વહેંચણુ કરવાનું કબુલ કરશે. રેવાશંકર અરબસ્તાનથી આવ્યા એટલે હું મારા ગામના બીજા ૨ માણસોને તથા રેવાશંકરના મામા મહેતા ત્રિભુવનદાસ વગેરેને લઈ પલીયડ ગયો. પણ જેઠારામ અહંકારનાં વાદળથી ઘેરાયેલા લાગ્યા. અમને પીવા પણી સરખુયે ન આપ્યું, અને ફાવે તેમ બોલ્યા. પલીયડમાં એક પરાંત નામના ઔદિચ્ય બ્રાહ્મણ રહે છે તેમના ત્યાં અમે ઉતર્યા. સમાધાન માટે વિષ્ટિ કરી. પણ છેવટે થાકીને મી. રેવાશંકરે કલોલ મહાલ દિવાની ન્યાયાધિશીમાં વહેંચણીનો દાવો મુકયો. કાકો ભત્રીજો કોર્ટે લઢયા

વઢયા. છેવટે તેમણે કરારદાદથી ફેંસલો માગ્યો. આ કરારદાદ વખતે અમે હાજર નહોતા. એ કરારદાદ પ્રમાણે વહેંચણ કરવામાં એક નંબરના બે ભાગ કરવા પડે એમ હતું અને નંબરો નાના હોવાથી પોત નંબર પડે એમ નહોતું, તેથી રેવાશંકરના નામે ખાતુ જુદુ પાડી શકાય એમ રહ્યું નહિ. દિવાની કોર્ટ તરફથી મુલકી ખાતે જુદાં ખાતાં પાડવા લખ્યું, પણ નંબરો નાના હોવાથી તેમ કરવાની મુલકી ખાતાએ ના પાડી. આમ થવાથી શ્રી. જેઠારામ જોરમાં આવ્યા. બધી જમીન પોતાના ખાતે રહેશે. એટલે રેવાશંકરને વેચતાં અગર ખેડવા આપતાં નડીશું એ વિચારે તેઓ ગલગલીયાં કરવા લાગ્યા. મી. રેવાશંકરની મુંઝવણનો પાર રહ્યો નહિ. હુ જ્યારે કાઠીઆવાડમાંથી આવ્યો ત્યારે અમારે તો આવું બન્યું છે. હવે અમે મુંઝાઇએ છીએ. અમારે શું કરવું ? એમ રેવાશંકરે મને પુછ્યું. પોત પાડી ખાતુ જુદુ ન થઇ શકતુ હોય તો જમીન હરરાજ કરી ઉપજેલાં નાણાં અમને વહેંચી આપો એવી અરજ દાખલ કરવા મેં મી. રેવાશંકરને સલાહ આપી. અમારી સલાહ પ્રમાણે મી. રેવાશંકરે કલોલના સુપ્રસિદ્ધ વકીલ શ્રી. વિનાયકરાવ દાદા માર ફત મિલ્કત હરરાજીમાં મુકવાની અરજ દાખલ કરાવી. આ અરજ સામે મી. જેઠારામે ઘણાં તરફડીયાં માર્યાં પણ છેવટે હરરાજીનાં જાહેરનામાં નીકળ્યાં. શ્રી. રેવાશંકરનો ધંધો નોકરી—વેપારનો છે અને શ્રી. જેઠારામ ખેતીનો ધંધો કરે છે. હરરાજીમાં ગામ પરગામના ગમે તે માણસ જમીન રાખી જાય તો મી. જેઠારામ હળ લઇને ક્યાંઇ ઉભા રહે એમ હતું નહિ. આમ થવાથી શ્રી. જેઠારામ મુંઝાયા, અને બે માણસોને લેઇ શ્રી. રેવાશંકર પાસે દોટ દેતા આવ્યા. કુલ

મિલ્કતની ઘર મેળે કિમત કરી અને સમજુત થયા મુજબની રોકડ રકમ ભત્રીજાને આપી કાકો ફારગતી મેળવી પલીયડ ભેગા થયા. આ કામમાં અમને એવું લાગ્યું કે શ્રી. રેવાશંકરનું હૃદય ઉદાર હતું. જો શ્રી. જેઠારામને પલીયડના પટેલ શ્રી. જેશીંગભાઇ, ખોરજ ડાભીના એક શેઠે તથા ભીવારસદ, સરઢવ, સમોઉ અને પલીયડના કેટલાક માણસોએ અવળા રસ્તે ન દોર્યા હોત તો બન્નેના પૈસા કજીયા કંકાસમાં બગડયા તે ન બગડત. અને ઉલટો જેઠારામને કંઇક ફાયદો થાત. અમે દરેક ભાઇયોને આ દૃષ્ટાન્તથી બોધ લેવા વિનતી કરીએ છીએ કે, ભાઇ ભત્રીજાની નાનમ હોય તેનો લાભ લેઇ હરામનું હજમ કરવાની ખરાબ દાનત રાખવી નહિ. બીજાની શીખવણીથી એવું કરવાથી હક્ક પ્રમાણેનો જેનો તેનો ભાગ આપ્યા વિના ચાલતું નથી અને નાહકનું ખર્ચ ભોગવવું પડે છે. વળી તકલીફ અને પારકી ઓશીયાળ વેઠવાં પડે છે તે જુદાં.

૨૭ સહીયારા ખાતા માટે જે ધોરણ ઠરેલું છે તેમાંથી નીચેની વિગત જાણવા જેવી છે.

अ, એક કરતાં વધુ નામ ખાતામાં ચાલતાં હોય અને તે પૈકી ૧ જણ પોતાના ભાગની જમીનનું રાજીનામું આપે અને તે જમીન ખાતામાંના બીજા ખાતેદારો રાખવા ખુશી હોય તો તેમને મળે છે. હરરાજ થતી નથી. ત્રણના નામે જમીન ચાલતી હોય તેમાંનો એક જણ જમીન પડી મુકે તે બીજા બે જણા રાખવા કબુલ હોય તો હરરાજ ન થાય.

ब. ત્રણના ખાતે જમીન ચાલતી હોય તેમાંથી એક જણ પોતાના બદલે પોતાના વારસનું નામ નોંધવા માગણી કરે તો બીજા બે જણની સંમતિ શિવાય નામનો ફેરફાર થઇ શકે.

क. સમાઇક ખાતામાંથી કંઇ જમીન કોઈ સ્વત્વાર્પણથી બીજાને આપે તો જુદો વિભાગ કરીને બધા ખાતેદારોની સંમતિથી મેં બદલો થઇ શકે, એવા ખાતેદારનું નામ સમાઇક તરીકે નોંધાય નહિં. મેં બદલો કરવા બધા સંમત ન હોય તો મેં બદલો કરાવવા ઇચ્છનારે દિવાનીમાં જવું પડે.

ड. સમાઈક ખાતાનો ભાગદાર મૈયત કે પરાગદા થાય તો તેના વારસનું નામ બીજા ભાગદારો ખુશી ન હોય તોપણ નોંધી શકાય છે.

ई સમાઈક ખાતામાં નામનો વધારો થાય એ રિતે નામ નોંધવાની મનાઇ છે.

**૨૮ બહારખલી જમીન માટે ઠરેલાં વિશેષ ધારણો નીચે મુજબ છે.**

अ. બહારખલી જમીન ધરાવનારનો વંશ એટલે પુરૂષ વંશથી ઉતરેલો પુરૂષ જાતનો ઇસમ સમજવો.

ब. બહારખલી પત્રકે પુરૂષનું નામ દાખલ હોય તો મરનારનો છોકરો, છોકરાનો પુરૂષ વંશ, મરનારની સ્ત્રી, મરનારના છોકરાની કે તેના પુરૂષવંશની સ્ત્રીઓ, મરનારનો બાપ, મરનારની મા, એટલાં સીધાં વારસ ગણાય છે. અને તે શિવાયનાં દત્તક પુત્ર સહિત તેઢાં વારસ ગણાય છે.

क. બહારખલી જમીનના મેં બદલામાં સગીરના વાલીનું નામ દાખલ કરવામાં આવતું નથી. ફકત સગીરનું જ નામ ખાતામાં દાખલ કરવું એમ ઠરેલું છે.

ड. **દેવસ્થાન**ને નામે જમીન ચાલતી હોય તેનો કોઇ કારણથી મેં બદલો થઇ શકતો નથી. માત્ર દેવસ્થાનનો પુજારી અગર વહિવટ

કરનાર મરી ગયો હોય તો તેના કાયદેસર વારસનું નામ દાખલ થઇ શકે છે. અથવા પુજારી પુજા સેવાનું રાજીનામું આપે તો તેના બીજા લાયક વારસનું નામ દાખલ થઇ શકે છે. ઉપરના બે પ્રસંગ શિવાયના પ્રસંગે: એટલે કે પુજારી મૈયત થતાં વારસ પુજા સેવા કરવાની ના પાડતો હોય તો દેવસ્થાનના વહિવટ અને સાંપ્રદાયને અનુસરી લાયક હોય એવા ત્રાહિત સખશનું નામ વહિવટદાર—મહાલ-કરી, શ્રી. સરકારની મરજી હોય ત્યાં સુધી એ માણસને પુજા સેવા કરવા દેવાની શરતે નવા પુજારી તરીકે દાખલ કરી શકે છે. દેવ-સ્થાનના નામે ચાલતી જમીન ખાલસા કરવાની મનાઇ છે. આવાં દેવસ્થાન પરહદમાં હોય તો વહિવટદાર—મહાલકરીએ નામ બદલવું નહિં. પણ કામ બનાવી બહારખલી ખાતાના મુખ્ય અમલદાર તરફ મોકલવું એમ ઠરેલું છે. દેવસ્થાનના નામે ચાલતી જમીન તેના વહિવટ કરનારથી અગર પુજારીથી કોઇ પણ સખસને સ્વત્વાર્પણથી એટલે કે ગીરો, વેચાણ, બક્ષીસ, ધર્માદા વિગેરેથી આપી શકાની નથી. તેમજ કોઇથી રાખી પણ શકાતી નથી. છતાં એવું કૃત્ય કર્યું હોય તો તે જમીન પરત લઇ દેવ દેવસ્થાનને નામે દાખલ કરવી અને પુજારી કે વહીવટ કરનાર હોય તેને બદલી નાંખવા વહીવટદાર મહાલકરી સાહેબે તજવીજ કરવી એમ ઠરેલું છે.

**૬. ધર્માદા ચાકરીના** વહિવટે ચાલતી બહારખલી જમીન સર સુબા સા. ની અગાઉથી પરવાનગી મેળવ્યા શિવાય ગીરો, વેચાણ, બક્ષીસ, ધર્માદા કે વસીયતનામાથી આપી શકાતી નથી. એવી પરવાનગી મેળવ્યા શિવાય આપે તો એ જમીન આપનારના ખાતેથી તથા બહારખલી વહીવટેથી કમી કરી, રાખનારના નામે સરકારી

તરીકે ખાતે ચઢાવવામાં આવે છે. પ્રથમ એવો વહિવટ હતો કે એવા પ્રસંગે જમીન હરરાજ કરી દેવી. પણ હવે હરરાજ કરતા નથી. રાખનારના ખાતે ભર દરથી ચઢાવે છે. વગર પરવાનગીએ વસીયત નામાથી જમીન આપી હોય અને રાખનારો આપનારનો વારસ હોય તો વસીયતનામાથી આપી. માટે ખાલસાને પાત્ર થાય છે એમ સમજવું નહિં. ધર્માદા ચાકરીની જમીન બહારખલી તરીકે ચલાવવાની જરૂર હોય તો મરનારના પુરૂષ વંશમાં આવતા વારસના નામે દાખલ કરવી એમ ઠરેલું છે.

फ. **વેચાણીયા બે હયાતી આઠ આની**, તથા ધરાણીયા **એક હયાતી આઠ આની**, અને બીજી હયાતી બાર આનીથી ચલાવેલી જમીનનો કોઇ પણ કારણથી મેં બદલો થઇ શકશે નહિં. અથવા એવી જમીન ગીરો, વેચાણ, બક્ષીસ કે વસીયતનામાથી આપી શકાશે નહિં. માત્ર એવી જમીન ધારણ કરનાર મરી જાય ત્યારે તેના પુરૂષ વંશના વારસના નામે મરત પ્રમાણે આઠ અથવા બાર આનાથી જેમ હોય તેમ નામ ફેર કરવાનું અને ઠરેલી હયાતી બાદ પુરાદરથી જમીન કબજેદારના નામે સરકારી તરીકે દાખલ કરવાનું ઠર્યું છે. અને એવું કરવાનો અધિકાર વહિવટદાર–મહાલકરીનો છે. આવી જમીનનું કોઇ ગીરો, વેચાણ, બક્ષીસ કે વસીયત નામાથી સ્વત્વાર્પણ કરે તો તે કર્યા તારીખથી તે જમીન કાયદેસર કબજેદારના નામે સરકારી તરીકે પુરા દરથી ચઢાવવાનો વહિવટદાર–મહાલકરીને અધિકાર છે. આવા પ્રસંગે એ જમીન હરરાજ થતી નથી. સ્વત્વાર્પણનો વ્યવહાર બહારખલી સેટલમેન્ટ થતાં પહેલાંનો હોય તો ધારણ કરનાર મૈયત થાય ત્યાં સુધી ભર દર લાગુ ન કરવા એમ ઠરેલું છે.

**લ. બથામણીયા** બહારખલી જમીનનો કોઇ કારણથી મેં બદલો થતો નથી. તેમ એવી જમીન ગીરો, વેચાણ, બક્ષીસ કે ધર્માદા યા વસીયતનામાથી આપી શકાતી નથી, પણ એવી જમીન ધારણ કરનાર મૈયત થાય તો તેના વારસના નામે અગર ગીરો વેચાણ વિગેરેથી રાખનારના નામે ભર દરથી સરકારી તરીકે વહિવટદાર-મહાલકરી મેં બદલો કરીને ચઢાવી શકે છે. વારસ કે કબજેદાર એ જમીન પરથી હક્ક છોડી દે તો સરકારી પડતરમાં કાઢી હરરાજ કરવામાં આવે છે. આવી જમીનનું સ્વત્વાર્પણ બહારખલી સેટલમેન્ટ થતાં પહેલાંનું થએલું હોય તો ધારણ કરનાર જીવે ત્યાં સુધી એવી જમીન બહારખલી તરીકે રાખવામાં આવે છે.

**મ. ગીરાસ, વાંટા, સલામીયા, જાત ધર્માદાય, વજીફા** ઇનામ, હાડીયા, વેચાણીયા, ઘરાણીયા, તથા ગણુવટીયાના હેડ ચાલતી બહારખલી જમીન બદલ પહેલા અગર બીજા વર્ગની સનદ આપવામાં આવી હોય અગર આપવા જેવી હોય તો નજરાણો લીધા શિવાય તેવી જમીનનો કોઇ પણ કારણથી વહિવટદાર-મહાલકરી મેં બદલો કરી શકતા નથી અને સનદ આપવામાં આવેલી ન હોય પણ તે જમીન બહારખલી પત્રકે સ્ત્રિના નામે ચાલતી હોય તો તેવી જમીનનો પણ નામ ફેર કે મેં બદલો તેઓ કરી શકતા નથી. એવા પ્રસંગે કામ બનાવી છેવટના હુકમ માટે બહારખલી ખાતે મોકલવુ પડે છે. બહારખલી ખાતુ સ્ત્રિના પછી નામ ફેર કરવામાં નીચેના પેરેગ્રાફ **વ, શ, સ, હ, ળ** પ્રમાણે નીકાલ કરે છે. આવી જમીન માટે સનદ મળેલી ન હોય પણ માજી અમલમાં મળેલી સનદની સરત પ્રમાણે એ જમીન ચલાવેલી હોય તો એવી જમીનનો કોઇ કારણે મેં બદલો થઇ શકતો નથી. માત્ર સનદની

સરતને અનુસરી વહીવટદાર—મહાલકરી નામફેર કરી શકે છે. અને શરત વિરૂદ્ધનાં કામોમાં છેવટ ઠરાવ થવા બહારખલી ખાતે લખી શકે છે. ગીરાસ ખાતેથી થએલા ઠરાવવાળી જમીનના મોં બદલા કે નામ ફેર વહીવટદાર—મહાલકરી સાહેબે કરવાં પણ એવા પ્રસંગે છેવટ નીકાલ બહારખલી ખાતાએ કરવો એમ ઠરેલું છે. માજી વહિવટ પ્રમાણે ઇનામ કમીટી લેવાય છે એવી જમીનના પુરૂષ વંશના સીધા વારસના નામે મોં બદલા વહીવટદાર—મહાલકરી સાહેબે કરવા એમ નક્કી થયું છે.

**બ** સાસરીયાં તરફથી સ્ત્રિને વારસાઇમાં મળેલી જમીન સ્ત્રિનું મરણ થવાથી તેની પાછળ દિકરો હોય તો દિકરાને નામે સેટલમેન્ટમાં વધારો કર્યા શિવાય સનંદના વર્ગને અનુંસરીને ચલાવવા અને સનદ આપવા ઠર્યું છે. મરનાર સ્ત્રિને દિકરો ન હોય પણ બીજા ઉતરાધિકારી હોય ત્યારે સંવત ૧૮૬૦ પહેલાંની જમીન સંપાદન કરેલી હોય તો નિયમ પ્રમાણે જે સલામી નક્કી કરવામાં આવે તે ઉપરાંત ચાર આની લેવાની ઠરાવી સનદ આપવી. પરંતુ મરનાર સ્ત્રિનાં સગાંમાંથીજ જો કોઇ દાવેદાર હોય અને તે દાવેદારનો મરનાર સ્ત્રિના ધણી સાથે સ્વતંત્ર સંબંધ ન હોય તો તેવા વારસના નામે જમીન દાખલ કરતી વખતે તે જમીન સરકારી ખાતાની જમીન તરીકે દાખલ કરવી. પણ તે દાવેદાર વેચાણ હક્કથી દાવેદાર હોય તો તેણે મરનાર સ્ત્રિ પાસેથી સંવત ૧૮૬૦ પહેલાં સંપાદન કરી હોયતો ચાર આની વધારે ચઢાવીને સનદ આપવી અને સંવત ૧૮૬૦ પછીની સંપાદન કરેલી હોય તો છ આની વધારો ચઢાવી સનદ આપવી એમ ઠરેલું છે.

ज्ञ. પીયર તરફથી મળેલી જમીનવાળી સ્ત્રિ મૈયત થાય અને તેને દિકરો દિકરી અગર ધણી અથવા બંધુ વર્ગના વારસો તથા ધણીના પીત્રાઇ અગર તેના વારસો હોય તો તેમને એ જમીન સંવત ૧૮૬૦ પહેલાં સંપાદન કરેલી હોય તો બે આની વધારે ચઢાવીને સનંદ આપવી અને સંવત ૧૮૬૦ પછીની હોય તો ૪ આની વધારે ચઢાવીને સનંદ આપવી તથા સનંદ આપ્યા પ્રમાણે જમીન પાળવી એમ ઠરેલું છે.

त. પ્રેરેગ્રાફ ज्ञ પ્રમાણેની મરનાર સ્ત્રિના પછીના દાવેદારને સ્ત્રિના પીતાનાજ વારસો હોય જેમકે કાકા, કાકાના દિકરા વિગેરે અગર બીજા પીત્રાઇ સગા હોય ત્યાં વધારે સલામી ન લેતાં નિયમ પ્રમાણેજ સલામી લઇને સનંદ આપવી અને જમીન ચલાવવી એમ ઠરેલું છે.

ह. પ્રેરેગ્રાફ ज्ञ પ્રમાણેની સ્ત્રિયે જમીન વેચાણ કરેલી હોવાથી વેચાણ રાખનાર દાવેદાર હોય અને તે જમીન સંવત ૧૮૬૦ પહેલાંની સંપાદન કરેલી હોય તો ચાર આની વધારે લઇને સનદ આપવી અને સંવત ૧૮૬૦ પછીની હોય તો છ આની વધારે લઇને સનદ આપવી તથા જમીન ચલાવવી એમ ઠરેલું છે.

ळ. સેટલમેન્ટ વખતે એક સ્ત્રિ અને એક મરદ એવા બેનું એકત્ર નામ દાખલ થઇ સનદ આપેલી હોય અને તેમાંથી માત્ર સ્ત્રિ મરણ પામી હોય તો સનદની શરત પ્રમાણે તેની જગાએ તેના વારસનાં નામ દાખલ કરવાં એમ ઠરેલુ છે.

૨૯ ઇનામી ગામોની જદીદ જમીનના મોં બદલા ઇનામદારો એજ કરવાના છે તે બાબત બહારખલી ખાતે અરજી કરવાની નથી એમ ઠરાવ્યું છે.

૩૦ બાંહેધરીવાળો ઇસમ ખાતેદાર હોય અને તે મૈયત થાય તો અથવા બાંહેધરીવાળી મિલ્કતનું કાયમને માટે સ્વત્વાર્પણ થાય તો નામફેર માટેની અરજી ગીરાસ આસિસ્ટન્ટ સાહેબ તરફ કરવા ઠર્યું છે. આવા પ્રસંગે તલાટીએ મહાલમાં ખબર આપવી જોઇએ અને તે ઉપરથી મહાલે ગીરાસીયાને તથા સ્વત્વાર્પણ કરાવી લેનારને નામફેર કરાવી લેવાની નોટીસ આપી ગીરાસ ખાતે લખી મોકલવું જોઇએ એમ ઠરેલું છે.

૩૧ આંકડીઆ વિગેરે પ્રકારનાં (પરભાર્યાં શિવાયનાં) ગામો જેના નામે ચાલતાં હોય તે મૈયત થાય તો તેની અવેજીયે તેના વારસનું નામ દાખલ કરવાને માટે વારસોના તથા બીજા સંબંધ કર્તા સખસોના જવાબ તથા દફતર ઉપરથી કામ બનાવી વહીવટદાર–મહાલકરી સાહેબે પ્રાંતના સુબા સાહેબ તરફ મોકલવું અને તેઓ સાહેબે પોતાના અભિપ્રાય સહ આંકડીયા શાખા મારફત એ કામ સર સુબા સાહેબ તરફ મોકલવું એમ ઠરેલું છે. ફરતા આંકડાનાં ગામો માટે નામ ફેરનો હુકમ સરસુબા સાહેબ કરી શકે છે અને એક આંકડી ગામો માટે તેઓ સાહેબ પોતાના અભિપ્રાય સહ શ્રીમંત સરકારનો હુકમ મેળવવા આગળ લખી શકે છે.

૩૨ કોઇ ઇનામી ગામ ધારણ કરનાર ગુજરી જાય તો ગામનો વહિવટ નજીકના સરકારી ગામના તલાટીને સોંપવા અને ઇનામી ગામ ધારણ કરનાર કયારે ગુજરી ગયો તથા તેને કોણ કોણ કેવી રિતના વારસ છે વિગેરે હકિકત બહાર ખળી ખાતાના મુખ્ય અધિકારીને જાહેર કરવા વહિવટદાર–મહાલકરી સાહેબે તજવીજ કરવી એમ ઠરેલું છે.

૩૩ ઇનામી ગામ અથવા વતન ધારણ કરનાર ગુજરી જાય એટલે તેમના વારસોએ મરણની તારીખથી અઢી માસની મુદતમાં દાવો નોંધાવવો જોઇએ એમ ઠરેલું છે.

૩૪ મહંતપણું વંશપરંપરાનું હોય તે શિવાયને પ્રસંગે દેવ-સ્થાનના નામે અગર મહંત કે ત્યાગી લોકોના નામે ધર્માદા અગર બીજા પ્રકારે ગામ ચાલતાં હોય ત્યારે; તેવા મહંતો કે ત્યાગીયોયે પોતાની હયાતીમાં ચેલો પસંદ કરી, શ્રી. સરકારની મંજુરી મેળવી લેવી જોઇએ. જો એમ નહિં કર્યું હોય તો મહંત કે ત્યાગીયે મુંડેલો અથવા તેમના અનુયાયીઓયે પસંદ કરેલો ચેલો, શ્રી. સરકાર તરફથી મહંતના મરણ બાદ માન્ય કરવામાં આવશે નહિં. ખાસ પ્રસંગે મરણ બાદ અનુંયાયીયો ચેલો પસંદ કરે અગર તેમ કરવાનો રિવાજ હોય તો પણ એવા પ્રસંગે શ્રી. સરકારની મંજુરી લેવી પડશે એમ ઠરેલું છે. મંજુરીની યાદીયો બહારખળી ખાતે મોકલવી પડે છે.

(૩૫) **નરવા વહિવટનાં ગામે** મોં બદલા માટે ઉપરનું ધોરણ લાગુ થતું નથી. એવા ગામના જે તે ગામે જે વહિવટ ચાલતો હોય તે ધોરણે મોં બદલા કરવાના છે એમ નામ. મં. મં, હુ. અંક. A. ૧૧ તા. ૧૧-૧૦-૧૯૧૫ થી ઠરેલું છે.

# લેખકના બે બોલ.

ખેડુતની આબાદીથી રાજ્યની આબાદી છે એમ વડોદરા રાજ્ય સારી રિતે સમજે છે. અને તેથી ખેડુતની ઉન્નતિના આપણા રાજ્યમાં અનેક રસ્તા યોજાયા છે. કેટલાંક રાજ્યમાં ખેડુત પોતાનું ઘર ભાડે આપી શકતો નથી. તેમજ ખેતીની જમીન બીજાને ખેડવા પણ આપી શકતો નથી. આપણે ત્યાં એવા કોઇ પ્રકારની કનડગત નથી. કેટલાંક રાજયોમાં નબળી ખેડ કરે એની જમીન આંચકી લેવાય છે, તથા વિધવાઓને તગડી મુકે છે અથવા વિધવાઓની હરરાજી બોલાવવાનાં જાહેરનામાં નીકળે છે. આપણે ત્યાં જમીન ખાતેદાર પોતે ખેડે કે બીજાને ખેડવા આપે, વાવેતર કરે કે પડતર રાખે તો પણ કંઇ વાંધો લેવામાં આવતો નથી. તેમજ વિધવા સ્ત્રિ, ધણીની મિલ્કત હોય તો જીવતાં સુધી ભોગવી શકે છે વળી વેચવા કે કોઇને આપવા ધારે તો આપી પણ શકે છે. વળી સર્વેને ગીરો વેચાણ, બક્ષીસ તથા ધર્માદા હક્ક છે. કેટલાંક રાજ્યોમાં ખેતીના પાકમાંથી અડધ ભાગ, ત્રીજો ભાગ, ચોથો ભાગ લેવાય છે અને તે ઉપરાંત સાંતી વેરો, હવાલદારી, માંડવી, સુખડી, ખરાજાત, કુંવર સુખડી, ચુલાવેરો, માપલાં, ખોળો, મુઠી, ચપટી, કામદારી, ખેડુત ખરાજાત, ગામ ઝાંપો, પઇડા વેરો, મસવાડી, ઉંમર વેરો, ઉભડ વેરો, ઉચકો, પુંછી વેરો, ધુંઆ વેરો, લગ્ન વજે વેચાણ, દલાલી, વેરો, રાત વેરો, ઘાસ વેરો, હાથી વેરો, કોઢવેરો, ચાકડા વેરો, કસબ વેરો, સાળ વેરો, ઝુપડી વેરો, ખલવાડ દુરસ્તી વેરો વિગેરે વિગેરે અનેક પ્રકારના વેરા લેવાય છે. આ કારણે ત્યાંની વસ્તિ ધરાઇને ધાન પણ

ભાળતી નથી. અને વડોદરા તથા ઇંગ્રેજી રાજ્યમાં દિકરીઓ વેચી જઇ દેવામાંથી છુટે છે. આપણા રાજ્યમાં એના જેવી અનેક ઉપાધીયો હતી તે શ્રીમંત મહારાજા સાહેબે કૃપાવંત થઇ બંધ કરી છે. અને આદર્શ વિઘોટી વહિવટ દાખલ કર્યો છે. ત્રીજી સાલ હીમ પડયું એ વર્ષે કેટલાંક રાજ્યોમાં કુંવર કુંવરીનાં લગ્ન થયાં તેથી છુટ તહકુબી આપવાને બદલે સવાઇ વિઘોટી વસુલ થઇ હતી અને કેટલાંક રાજ્યોમાં વળી મોટરો ખરીદી તેના ખર્ચના ફાળા વિઘોટી ઉપરાંત લેવાયા હતા; ત્યારે તેજ સાલમાં આપણે ત્યાં નામ૦ યુવરાજશ્રીના લગ્નનું મ્હોટુ ખર્ચ આવેલુ છતાં, શ્રીમંત સરકારે બ્હોળા હાથે છુટ-તહકુબી અને તગાવી આપ્યાં હતાં. હું મારા જુદા જુદા રાજ્યોના અનુંભવથી કહી શકુ છું; કે વડોદરા રાજ્યની વૃત્તિ ખેડુતને કનડગત કરવાની નથી પણ તેને દિન પ્રતિદિન આબાદ થએલો જોવાની છે. ખેડુત ભાઇયોને હું ચોકખે ચોકખા શબ્દોમાં જણાવું છું કે, તમારાં સદ્‌ભાગ્ય સમજો કે મેં ઉપર જણાવ્યાં છે તેવા વહિવટવાળાં રાજ્યોમાં તમારો જન્મ થયો નથી.

તમે કાયરપણું છોડો અને સાચુ બોલો તો શ્રીમંતના-રાજ્યમાં હું એવો બે માથાવાળો કોઇ માનવી જોતો નથી કે જે તમને ગેરવ્યાજબી રીતે હેરાન કરી શકે અગર તમારી પાસેથી એક દમડી પણ લાંચમાં લઇ શકે. ધ્રાંગધ્રા રાજ્યની રૈયતને મી. શંખપાળ ફોજદાર સામે ન્યાય મળે અને વડોદરા રાજ્યની રૈયતને ન મળે એવી શંકાજ શા માટે કરાયે ? ભાઇઓ ! સુરાજ્યના સંસ્થાપક શ્રીમંત મહારાજા સાહેબનું દિર્ઘાયુષ્ય પ્રભુ પાસે માગો અને શ્રીમંત સરકાર મહારાજા સાહેબની જય બોલાવી પરમકૃપાળુ પરમાત્માને હાજર સમજી પ્રતિજ્ઞા

લ્યો કે મોં બદલા નિમીતે અમે રાતી પાઇ પણ કોઇને દાન-દક્ષિણા તેમજ લાંચ રૂશ્વતમાં કદાપી કાળે આપીશું નહિં.

મોં બદલા નિમીતે કોઇ નાણાં માગે અથવા પૈસા ખાવાની લાલચે અથડામણ ઉભી કરે તો તેની ખબર અમને તરત પહોંચાડજો. ”

લી. સેવક,

**સોમનાથ મ. દવે.**

વ્યવસ્થાપક, **પરોપકાર કાર્યાલય.**

મુ. પાનસર ( ઉત્તર ગુજરાત )

# વડોદરા રાજ્યની પ્રજાને વિનતી

કોઇ ભાઇને કોઇ સરકારી નોકર તરફથી, પટેલ તલાટી તરફથી અગર ગામપંચાયતના મેમ્બરો તરફથી અથવા ચોદ-શીયાઓની ટોળી તરફથી કોઇ પણ પ્રકારની ગેરકાયદે પજવણી થતી હોય, પજવણીના લીધે નાણાં આપવાં પડે એમ હોય કે આપવાં પડયાં હોય, પજવણીના લીધે ગેરકાયદે વેઠ કરવી પડી હોય કે કરવી પડતી હોય તો અમને નીચેના શિરનામે ખાનગી ખબર આપજો. નનામું લખશો નહિં. તથા તમારા સાથે પત્રવ્યવહાર કરી શકાય એવું પુરેપુરૂ શિરનામું લખવાનું ચુકશો નહિં. તમારૂં નામ બહાર નહિં પાડીશે તેની ખાત્રી રાખજો.

## દરબારોના દુઃખીયા ખેડુતોને વિનંતિ.

તમારા દરબાર અયોગ્ય રીતે વિઘોટી વધારો કરતા હોય, તમને જમીન અને ઘર છોડી ચાલ્યા જવાનું કહેતા હોય અથવા વેઠમાં તગડતા હોય કે બીજી કંઇ કનડગતો કરતા હોય તેમજ નબળાં વર્ષે છુટ તહકુબી ન આપતા હોય તો તમારાં સાચાં દુઃખ જણાવી સલાહ તથા સહાય મફત મેળવજો.

વ્યવસ્થાપક, પરોપકાર કાર્યાલય
મુ. ખાનસર ( ઉત્તર–ગુજરાત )

ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસમાં પટેલ મૂળચંદભાઇ ત્રિકમલાલે
છાપી. ઠે. પાનકોરનાકા–અમદાવાદ.

# જુજ ખર્ચમાં ઝાઝો લાભ

## પરોપકાર પત્રિકા

રૂ. ૧-૮-૦ મની ઓર્ડરથી મોકલનારને તા. ૩૧-૧૨-૧૯૩૦ સુધીમાં પ્રસિદ્ધ થશે તેટલી પરોપકાર પત્રિકાઓ મોકલવામાં આવશે. ઉપરાંત નીચેના ૮ પુસ્તકો પહોંચતાં કરવામાં આવશે.

## પુસ્તકોનાં નામ

૧. વેઠનો ટીકાવાળો ધારો ૨ બાળલગ્ન ૩. મોં-ખદલો ૪. ધરથારની મંજુરી ૫. આયપત વેરો ૬. ડગો અને બેરાણું ૭. ચૌદશીયા ટોળી કે ચંડાળ ચોકડી ૮. પટેલ પાડો કે સુડી વચ્ચેની સોપારી.

## સસ્તી જાહેર ખબરો

અમારાં પુસ્તકોની ૧૦૦૦ તથા પત્રિકાની ૨૦૦૦ કોપી નીકળે છે. પુસ્તકનાં એક પેજ જેટલી જાહેર ખબરનો દર એક વખત માટે રૂ. ૩-૦-૦ છે અને પત્રિકામાં તેટલી જાહેર ખબર છપામણીનો દર પણ એક વખત માટે રૂ. ૩-૦-૦ છે.

વ્યવસ્થાપક-પરોપકાર કાર્યાલય

મુઃ પાનસર ( ઉત્તર-ગુજરાત )